દાસ—આમ જુઓ, ઢીલુકાકા ! લેવું દેવું, સંગટ ઠવી, એ સડવે પ્યાલખઢના ખેલ છે. ટેમાં પન આપના સડખા સુડબ્બીના પુનઠી સઉ બને છે. સંસાડ કેવા છે, ભતજીબાવાએ નઠી કહ્યું કે 'અનિડવચની', ટે પડ બઢું ઢોડન છે. આ પાડવટી કાકીનો સભાવ પન ઘનો જ સાડો છે, ને આપનો પન ટેવો જ. ભલા માઠા આઠાનું છટ્ટડ છે ટો સને થીક છે. કેમ વિઠ્ઠલજી ! ધ્યદાવિનાનું ઘડ સૂનું જ જાનવાનું છે.

વિઠ્ઠલજી—ખરું છે. ચાલો, દાસ ! હવે ઘણો વિલંબ થયો, માટે બોલો સદ્‌ગુરુદેવકી જય. (પછી સઉ પગે લાગી પોતપોતાને ઘેર વાતો કરતાં જાય છે.)

વિજયા—(સઉના ગયા પછી આવી મનોહરને પગે લાગી) આજની કથામાં મારા પ્રથમ દિવસે પૂછેલા પ્રશ્નોનું સઘળું સમાધાન આવી ગયું. હવે મેં જાણ્યું, એ વચનો તો કેવળ ત્યાગીને જ બોધ કરેલાં છે. એ વચનોપ્રમાણે ચાલનાર પુરુષ લાખખોમાં એક જ હોય છે. તેને અથવા બહારથી સંગી અને અંતરમાં ત્યાગવાળા, જેઓ પણ લાખખોમાં એક હોય છે, તેવા પુરુષને સદ્‌ગુરુ કરવા, એવો બોધ આ છેલ્લો કહ્યો, નહિ વારું ?

મનોહર—હા, એ વિના પણ ઘણી બાબતો આજે આવી ગઈ છે. પણ ભલે હવે તારા પ્રશ્નોનું સમાધાન થયું એટલે બસ છે. પણ જોજે ! હજી તો આગળ તારું ઘણું સમાધાન થશે. આ તો કાંઈ જ કહ્યું નથી એમ જાણજે. હજી ખરેખરી કથા તો આગળ આવનાર છે, તું ધૈર્ય ધરીને સાંભળી સાર લઈશ તો ઘણી સુખી થઈશ.

વિજયા—આપની કૃપા છે તો હું મારાથી બનતો સાર લઈને રોજ મારા મનનો સુધારો કરતી જાઉં છું. અને આગળ પણ જેમ જેમ સાંભળીશ તેમ તેમ મનનો સુધારો કરતી જઈશ. તેમ છતાં જે કાંઈ મારા દોષ બાકી રહેલા આપને જણાય, તે મને કહીને દૂર કરાવજો, એટલું જ હું બે હાથ જોડીને આપની પાસે માગું છું.

મનોહર—તું પણ મારામાં દોષ જુએ તો મને ચેતવતી રહેજે. કારણ કે ઘણે સ્થાને એવું બને છે કે પોતાના દોષ પોતાને દેખાતા નથી, માટે તું મને જણાવજે. એમાં તારા ધર્મનો ભંગ નથી, પણ ઉલટો તારો મુખ્ય ધર્મ સચવાશે. કારણ કે સ્ત્રિયે પતિના દોષ જાણવા તેને યુક્તિથી છોડાવવા જોઈએ, એવું શાસ્ત્રમાં વચન છે.

**વિજયા**—હું મૂર્ખસરખી છું તે શું દોષ જાણું ! પણ ભલે આપની આજ્ઞા મસ્તકે ચઢાવુ છું. પણ વારૂં એક વાતનું મારા મનમાં ભય થયા કરે છે, તે એ કે આ ગરબીઓમાં છેડે આપનું નામ આવે છે તે હું બોલું તો લોકો કહેશે કે કેવી નિર્લજ છે, તેનું કેમ, ને વળી દોષ પણ થતો હશે.

**મનોહર**—દોષનું તો ઠીક છે; પણ આ ગરબીઓમાં મારૂં નામ નથી, મને તો સઉ 'મનોહર' કહે છે. અને એમાં તો મનહર શબ્દ એટલે મનને હરનાર અથવા મનને હરણ કરે એવું, એવો મનહર શબ્દનો અર્થ છે. એ પ્રમાણે અર્થ તે કડીનો મેળવી જોજે, એટલે તારી ખાતરી થશે.

**વિજયા**—આજે બરાબર સાત દિવસ થયા, પણ એટલામાં મારા વિચારપ્રમાણે તો ઘણો સારો ફાયદો મને તથા આપણા મહેલાના કેટલાએકને થયો છે. તો હજી આગળ જો આમ ને આમ મહિનો બે મહિના ચાલશે તો પછી બધાંએ રસ્તે પડી જશે, કેમ નહિ વારૂં ?

**મનોહર**—જો ! આ સાત દિવસમાં તો હજી ખરો કરવા યોગ્ય બોધ તો કરવામાં આવ્યો જ નથી. આમાં તો માત્ર ગૃહવ્યવહાર તથા પરસ્પર સાથે ચાલવાની નાનામોટાની નીતિ, જેથી માણસપણું આવેલું ગણાય, એ જ માત્ર કહ્યું છે. તોપણ એમાંની દરેક વાર્તા-ઉપર લક્ષ કરીને બુદ્ધિમાન્, વિચાર કરી વધવા માંડે, તો તે સંસારમાં સુખનો અનુભવ કર્યા વિના રહે નહિ. લે ચાલ હવે; પેલી આજની કરેલી સ્તુતિ ગાઇ સંભળાવ, એટલે પછી સુઇ જઇએ.

**વિજયા**—

**પદ. સીતાના મહિનાની લય.**

હે સર્વેશ્વર ધરી મહેર, સુમતિને સ્થાપજો;
ઘર ઘર વર્તે છે કેર, તે દુઃખ સહુ કાપજો.
નરનારીની જોડ જગેશ, જગત્‌માં લાવીને;
આપી સંગી વિરોધી શીદ, મારો છો તાવીને?
વદું વિનંતિ વારવાર, સુસંગી આપજો;
સદ્‌ગુણ સઉના ઉરમાંહિ, ઉમંગે છાપજો.
પતિપત્ની લિયે સુખ સાર, પ્રજા પણ સુધરે;
જેથી ભજિ તમને હે ઈશ, જીવો આ ઉદરે.
વ્યવહાર સુધારીને સુખ, દિયો વ્યવહારનું,

તમ ભક્તિ વધારીને દુઃખ,—ટાળો યમદ્વારનું,
અવધિએ અરજ છે એ જ, દુઃખદ દુર્ગુણ હરો;
અનહદ અબળાના તાપ, શામળા સુખ કરો.
( ગાઈ રહીને ) કેમ ત્યારે હવે નિદ્રાવશ થવું છે ?

મનોહર—હા ચાલો ત્યારે, જગદીશ્વર પરમાત્માનું સ્મરણ કરતાં સુઈ જઈએ. ( સુઈ જાય છે. )



प्रथम अलंकार समाप्त.

### દોહરો.

ભામિનિ ! આ ભૂષણ સજો, દૂષણ ત્યજિને દૂર,
સમૂળ મળ ટળશે સઉ, વધશે ઝાઝું નૂર.
આ ભામિનિભૂષણતણો, ભણિ પ્રથમાલંકાર,
ભાવે મન, તો ભાખજો, પ્રકટે દ્વિતીય પ્રકાર.



## श्री सुरेशचरित्र. (पूर्वार्ध)

નાટકના રૂપમાં જ્ઞાનની અદ્ભુત પ્રક્રિયા.

મૂલ્ય: ૧-૦-૦. પોસ્ટેજ ૦-૨-૦.

---

## श्री सद्बोधपरिजातक.

શ્રીમન્નૃસિંહાચાર્યજીએ વિવિધ મનુષ્યોપ્રતિ લખેલા પત્રો.

મૂલ્ય: ૦-૮-૦ પોસ્ટેજ: ૦-૧-૦

---

## सती सुवर्णा.

અત્યંત રસવાળી બોધક વાર્તા.

મૂલ્ય: ૦-૫-૦ પોસ્ટેજ: ૦-૧-૦

---

## सुखार्थे सदुपदेश.

મૂલ્ય: ૦-૧-૦ પોસ્ટેજ: ૦-૦-૬

---

## શ્રીમાન્ છોટાલાલ જીવનલાલનાં રચેલાં પુસ્તકો.

### अध्यात्मबलपोषकग्रन्थमाला—प्रथम अक्ष.

કેવળ નવીન શૈલિનો અધ્યાત્મજ્ઞાનનો અપૂર્વ ગ્રંથ.

મૂલ્ય: ૧-૦-૦ પોસ્ટેજ: ૦-૨-૦

---

### योगिनीकुमारी—प्रथम विभाग.

કેવલ અદ્વિતીય પ્રકારની રસપ્રદ નવલકથા.

મૂલ્ય: રૂ. ૩-૦-૦ પોસ્ટેજ: ૦-૩-૦

---

### श्रीसुधास्रोतस्विनी.

વિવિધ સદ્વિષયક રસમય કાવ્યો.

પ્રથમ ભાગ. મૂલ્ય: ૦-૬-૦ દ્વિતીય ભાગ મૂલ્ય: ૧-૮-૦ પો. ૦ ૨ ૦

---

### धनवान् थवानी अमोघ कला.

મૂલ્ય: રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૧-૦

---